# ફૂલજાની બેગમ,

## એક ઐતિહાસિક નવલકથા.

પ્રયોજક અને પ્રકાશક

રામશંકર હરિભાઈ જોશી,

સપટ કંપની. કાલબાદેવી રોડ. મુંબઈ.

——:०:——

આ પુસ્તક શ્રી 'સરસ્વતિ' પ્રેસ, નાગદેવી સ્ટ્રીટ, નં. ૩૩૨-૩૩૪ મુંબઇમાં
શા. મગનલાલ જગજીવનદાસે છાપ્યું.

———

સને ૧૯૧૫ પ્રત ૧૦૦૦

કિંમત ફકત બે પૈસા.

## નિવેદન

આ વાર્તા-હિંદ એજન્સી મુંબઈ તરફથી નિકળતી એક આના માળામાં આવેલી વાર્તાને આધારે લખવામાં આવી છે અને તે લખવાની તેના માલીકે અમને ખુશીથી રજા આપવા માટે અમે તેમનો ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ.

# ફૂલજાની બેગમ

## ઐતિહાસિક નવલકથા.

જો મયેં એસા જાનતી કિ–પ્રીત કિયે દુઃખ હોય !
નગર ઢંઢેરા પીટતી કિ–પ્રીત ન કરજો કોય ! !

ઔરંગઝેબ બાદશાહ આર્યધર્મ પ્રતિપાલક શ્રી શિવાજી છત્રપતિના પરાક્રમનું દમન કરવા માટે વર્ષના ઘણા દિવસો દિલ્લીમાં ન વીતાવતાં અહમદનગરમાં આવી રહેતો હતો એ ઇતિહાસ જાણનારાઓ સારી રીતે જાણતાજ હશે

તેજ સમયમાંનો આ પ્રસંગ છે અહમદનગરની પાસે આ બાદશાહની સમાધિ--કહો કે કબર કહો–દૃષ્ટિગોચર થાય છે. સમાધિની પેલી તરફ અત્યારે પણ એક ન્હાનકડું ઉપવન ટકી રહેલું છે. ઉપવનના મધ્ય ભાગમા તુટી–ફૂટી હાલતમા અસ્તિત્વ ધરાવતો એક ફુવારો અત્યારે પણ પોતાની હૈયાતિની નિશાની બતાવે છે. સ્થિરદૃષ્ટિએ ફુવારાના નીચેના ભાગમા અવલોકન કરીએ તો હજુ સુધી પણ એક ફારસી કાવ્ય દૃગ્ગોચર થયા વિના રહેતુ નથી. તે ફારસી કાવ્યનો હૃદયદ્રાવક–હૃદયભેદક સારાંશ નીચે પ્રમાણે છેઃ—

નહીં જાન્યો હિય બાલિકા, હૈ ઇતનો રસ મૂલ,
ના તો કબૌ ન તોડને, હમ યહ સુંદર ફૂલ !

---

જે ઉદ્યાન આ સમયે અસ્તવ્યસ્ત અવસ્થામાં આવી ગયેલું દેખાય છે, તેજ ઉદ્યાન બસો વર્ષ પહેલાં મનોહર ઇદ્રભુવન પ્રમાણે શોભતું હતું. જે ફુવારાઓ પોતાની ભાંગી તુટી હાલત જોઈ દુઃખથી ક્રંદન કરે છે, તેજ ફુવારાઓ એક દિવસ પોતાના ઉદરમાંથી સુગન્ધિત અત્તરો, શીતળ ગુલાબજળ આદિક સુવાસિક અને ચિત્તહર પ્રવાહી પદાર્થોની પ્રસન્ન ચિત્તે વર્ષા કરતા હતા. ફુવારાથી પશ્ચિમ તરફ થોડેક છેટે દૃષ્ટિપાત કરવામાં આવે તો ભાંગી–તુટી ભીંતો અને આમતેમ અસ્તવ્યસ્ત અવસ્થામાં પડેલો પાષાણ સમુદાય દૃગ્ગોચર થાય છે. તે તે સમયના સુદર વિલાસમદિરનો વૈભવ દર્શક છે. જ્યાં આજે શિયાળીયાઓ અને ઘુવડો બુમો પાડે છે, ત્યાંજ પહેલાં રમણીય રમણીઓના કર્ણ મનોહર કોકિલ કંઠમાંથી મૃદુલ આલાપ નિકળતા હતા! કાળની વક્રગતિમાં સપડાયેલું આ સ્થળ જાણે મનુષ્યને સંસારલીલાની વિચિત્રતાનો–વિશ્વની વિકટલીલાનો–ખરેખરો અનુભવ કરાવી દેતુ હોયની! એવો ભાસ થાય છે.

| |
|---|
| સંજીવની ગોળીઓ<br>એટલે<br>શક્તિને માટે<br>**અપૂર્વ દવા!** |
| કિં. ૧ ડબીનો રૂ ૧. |

આજથી બસો વર્ષ પહેલાં ઔરંગઝેબ અહમદનગરમાં રહેતો હતો. તે સમયે અમે ઉપર કહી આવ્યા તે ઉપવન નાના પ્રકારના સુદર પુષ્પ–ફળ અને વૃક્ષોથી શોભાયમાન હતું અને સુંદર મહેલ માળીયાઓથી વૈભવયુક્ત હતું તેજ સમયે–અમે જે કથાનક નીચે લખવાના છીએ—એ વાર્તા બનેલી છે

એક દિવસે–સાજને સમયે–તેજ ઉદ્યાનની દક્ષિણ બાજુએ આવેલ મનોહર લતાકુંજમાં એક યુવક ગંભીર મુખમુદ્રાએ વિચાર કરતો બેઠો

હતો.. યુવકની ઉમર સાધારણ રીતે ૨૦-૨૨ વર્ષની હતી અને તે શરીરે બળવાન હતો. મુખ ઉપર મુંછનો કાળો દોરો તરતનોજ ફૂટેલો હતો. તેણે મસ્તકે મરાઠાશાહી ફેંટો બાંધ્યો હતો અને પગમાં કસકસતો પાયજામો પહેર્યો હતો, અંગમાં અંગરખો પહેર્યો હતો. આ વખતે તેની પાસે તરવાર અને જંબીયો એ શિવાય ત્રીજું શસ્ત્ર નહોતું.

આ તેજસ્વી મહારાષ્ટ્રીય વીરે ઔરંગઝેબની બેગમના એકાંત ઉપવનમાં શા માટે પ્રવેશ કરવાનુ સાહસ કર્યું હશે ?

થોડાજ સમયમાં ઝાંઝરનો ઝણકાર કાને સંભળાયો અને ચારે દિશાઓને પ્રકાશમાન કરનારી, મુસલમાની વેશ ધારણ કરેલી એક સુંદર યુવતી-જેણે યૌવન પ્રાતમાં તુરતનોજ પ્રવેશ કર્યો હતો-તેજ લતાકુંજમાં યુવકની સામે આવી ઉભી રહી. યુવક વિચાર-ભ્રમણા-માંથી-નિદ્રામાથી જાગૃત થયો. યુવતી પાસે જઇ તેણીનો હાથ પકડવાની કોશિશ કરવા લાગ્યો, તે જોઈ યુવતી જરા પાછળ ખસી જઇ બોલી—

“ મંગેશરાવ ! હું હવે તમારા પવિત્ર સ્પર્શને યોગ્ય નથી. મને અડશો નહીં !”

પરંતુ મંગેશે તે તરફ ધ્યાન આપ્યુ નહીં અને તેણીનો ગુલાબી હાથ પોતાના હાથમાં લઇ પ્રેમથી તે તેનું વારંવાર ચુંબન લેવા લાગ્યો. તે લલનાના નયનો આંસુથી ભરાઈ આવ્યાં.

“ પ્રિય રાધે ! તારૂં શરીર અપવિત્ર થયું છે, શું તે હું જાણતો નથી ? પરંતુ હું ખાત્રીથી કહું છું કે—તારૂં અંતઃકરણ અપવિત્ર થયું નથી ! પવિત્ર પ્રેમરસથી પરિપૂર્ણપણે ભરેલું આ તારૂં નિર્મળ-વિશુદ્ધ હૃદય મારૂંજ છે. આજે એ હૃદયની વિશુદ્ધતા માટે અને મારૂં હૃદય વિછિન્ન કરવા માટેજ હું અહીં આવ્યો છું.” મંગેશે રૂદ્ધ કંઠે કહ્યું.

મંગેશના વક્ષઃસ્થળ ઉપર પોતાનું મસ્તક મૂકી રાધા રૂદન કરવા લાગી. મંગેશનાં નયનો પણ અશ્રુઓથી ભરાઈ આવ્યાં. એજ સ્થિતિમાં આ પ્રેમયુગ્મ કેટલોક વખત રહ્યું. રમણીઓના હૃદયને કવિઓ કોમળ કહે છે, પરંતુ તેઓના હૃદય સરખું કષ્ટ સહિષ્ણુ હૃદય સંસારમાં કોઇનું પણ નહીં હોય ! ગરીબ બિચારી રાધા ઉપર જે આપત્તિઓ આવી હતી તેવી આપત્તિઓ જો કોઇ બીજા પુરૂષ ઉપર આવી હોય તો તેનું ધૈર્ય ચળાયમાન થઈ જાય,—એવી તે ભયંકર હતી; પરંતુ દૃઢનિશ્ચયી રાધાએ તે સમયે તે સંકટો ધૈર્યથી સહન કર્યાં. અત્યારે તે સર્વ સંકટો સંભારી સંભારી મંગેશની છાતીપર મસ્તક રાખી મુક્ત કંઠે રૂદન કરતી હતી. કેટલોક વખત થઇ ગયા પછી તેણીએ મનમાં કાંઇક નિશ્ચય કર્યો અને આંખમાંનાં અશ્રુઓ લુછ્યાં અને તે બોલી—"પ્રાણનાથ ! હવે આ અશુદ્ધ-અપવિત્ર શરીરને અસ્તિત્વમાં નહીં રાખવાનો મેં નિશ્ચય કર્યો છે. તેમાં મારૂં મન મારીજ માલેકીનું હોત તો તેને અત્યારે હું મારા અપવિત્ર દેહમાં રહેવાજ ન દેત ! પરંતુ મંગેશરાવ ! બાલ્યાવસ્થામાંજ તમે તેને પોતાની માલેકીમાં લઈ લીધેલ છે. નાથ ! એક વખત આ શરીરપર પણ તમારી માલેકી હતી પરંતુ તે એક મહા પાપી પુરૂષે બળાત્કારે ભ્રષ્ટ–નષ્ટ કરી નાંખી છે. તેથી પાપીના સંગ-સંસર્ગથી અપવિત્ર થયેલું શરીર આ પૃથ્વીપર રહે, એ બિલકુલ યોગ્ય નથી. તમોને બોલાવીનેજ મેં વિપત્તિને આવ્હાન કર્યું છે; પરંતુ એમ કરવાથીજ મને સ્વર્ગનું શાશ્વત સુખ મળશે, એમ હું

માનું છું. આ પાપી શરીરમાં રહેલો આત્મા નિકળી જઇ તેને શાશ્વત સુખ મળશે, એ આશાથી હું બીજા કોઇનાથી લેશ માત્ર પણ બીતી નથી. હૃદયેશ ! હવે વિલંબ ન કરો ! ચાલો, હું મારા પ્રાણ અને આ અપવિત્ર શરીર એ બંને વિસર્જન કરી નાંખવા તેયાર છું."

પ્રથમ શું બોલવું, તે મંગેશને સુઝયું નહીં. તે એક ક્ષણ ચુપચાપ રહ્યો અને તરતજ નિશ્ચય કરી તેણે પોતાની કેડમાંથી જંબીઓ કાઢી રાધાનાં હાથમાં આપ્યો. પોતાને માટે તલવાર મ્યાનમાંથી બહાર કાઢી. મક્કમ હાથે તલવાર હાથમાં પકડી તે બોલ્યો—" દયા, માયા, મોહ અને સ્નેહ એ સર્વને ભૂલી જઇ હું અહીં આવ્યો છું. આપણે આજે સુખેથી પાપી લોકોનો સંસર્ગ જે જગત્‌માં છે, તેનો ત્યાગ કરી આનંદથી સ્વર્ગમાં નિવાસ કરીશું."

" આપની એ ભૂલ છે." રાધા વિષાદપૂર્ણ હૃદય વિદારક હાસ્ય કરી બોલી-" મારે માટે નરકસ્થાન નિશ્ચિત થઈ ચુકયું હશે ! મને સ્વર્ગ કેમ મળશે ? મારો દેહ પાપી-"

" નહીં-બિલકુલ નહીં. જેનું હૃદય પવિત્ર છે, તેને સદા સર્વદા સ્વર્ગના સુખોની પ્રાપ્તિ થશે." મંગેશે મંદ પરંતુ ગંભીર સ્મિત કરી રાધાને આલિંગન દેતાં કહ્યું.

પછી બન્ને ઘુંટણ ઉપર ઉભા રહી મનમાંને મનમાં જગદીશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. થોડોક વખત એમ વ્યતીત થઇ ગયા પછી મંગેશે " **શ્રી હરી** " એ પવિત્ર નામનો ઉચ્ચાર કરતાંજ રાધાએ પોતાનું ગળું મંગેશ આગળ કરી પોતાના પ્રેમી પુરૂષના પવિત્ર હાથે મરવાની ઈચ્છા

---

પ્રદર્શિત કરી. મંગેશ તરવાર ઉચકી રાધાનું મસ્તક ઉડાવી દેવા તૈયાર થયો, એટલામાં તેનો હાથ પાછળથી કોઇએ પકડી લીધો. બન્ને આશ્ચર્ય ચકિત થઇ-ઉઠી જોવા લાગ્યા. તો એક કાળા દેહવાળો ખોજો તેમની દૃષ્ટિએ પડયો.



રાધાએ પોતાની મુખમુદ્રા બદલી ખોજાને પૂછયું "મશ્રૂર ! તું જાણે છે કે હું કોણ છું ?"

"ફૂલજાની બેગમ !" (આ નામ ઔરંગઝેબે રાધાને આપ્યું હતું) ખોજાએ ગંભીર સ્વરે કહ્યું.

"તો પછી આ યુવકનો હાથ છોડી દેવાની મારી આજ્ઞા તારે પાળવીજ જોઇએ. એ મારો એક સંબંધી છે."

"બેગમ સાહેબનો હુકમ મારે શિરોચશ્મની સાથે કબૂલ-મંજૂર છે પણ હજરત શાહેનશાહના હુકમ શિવાય આ જવાંમર્દને છોડી દેવાનું બની શકે તેમ નથી. આ પોતાનો અને તમારો પ્રાણ લેતો મને જણાયો છે."

"ઠીક છે. તારામા હિંમત હોય તો આ યુવકને કેદ કર !" એટલું બોલી બેગમે જોરથી એક લાત જમીનપર મારી. એટલે તરતજ મંગેશ જમીનમા અદૃશ્ય થઇ ગયો. અર્ધા ક્ષણમાં જમીન પહેલાંના જેવી થઇ. મદમસ્ત હસ્તિની પ્રમાણે ચાલતાં ચાલતાં ફુલજાનીએ મશ્રૂરને બેપરવાઇથી કહ્યું.

---

" જા ! મશ્રૂર જા ! તારી ઇચ્છા હોય તો આ વાત તારા બાદશાહને જઇ કહે." તિરસ્કાર યુકત હાસ્ય કરી બેગમ ચાલી ગઈ.

ખોજો પણ આ થોડાજ સમયમાં બનેલો આશ્ચર્યજનક બનાવ જોઇ ત્યાંને ત્યાં ચકિત મુદ્રા કરી સ્થિર રહ્યો. બેગમના ચાલી જવા પછી તે થોડીવારે શુદ્ધિમાં આવ્યો અને મનમાંને મનમાં બોલ્યો–" આ બાબતમાં રજનું ગજ કરવાની મારી ઈચ્છા નથી પરંતુ મને એક નહીં જેવી છોકરી છેતરી જાય ? બેગમ સાહેબ એકલાંજ હોત અને મને ઠગ્યો હોત તો તે જુદી વાત હતી–પણ સાથે એક જવાંમર્દ અને તે પણ કાફર ! તેને તો જરૂર પકડવોજ જોઇએ " થોડા વખત પછી તેણે એક સીસોટી વગાડી. તરતજ બીજા બે ખોજાઓ આવી સલામ કરી મશ્રૂર સામે ઉભા રહ્યા.

" અહીં એકાદ ભોયરૂં હોવાનું તમે જાણો છો ?"

" જી હાં હજુર !" એક ખોજો બોલ્યો–" નામદાર બાદશાહના સુવાના દિવાનખાનામાંથી શહેરના દરવાજા સુધી જનારૂં એક ભોંયરૂં અહીંજ છે."

" ઠીક અત્યારે તમે જાઓ " બન્ને ખોજાઓ ચાલી ગયા પછી મશ્રૂર વિચાર કરતો લતાકુંજમાથી બહાર ચાલ્યો ગયો.

૨

અહીં અમારા વાંચકોને મંગેશ અને કૃષ્ણજાનીની થોડી ઓળખાણ આપવી, એ જરૂરનું છે.

અહમદનગરથી સાત આઠ માઇલપર દૈવીગામ નામનું એક ન્હાનકડું ગામડુ હતું. આજે એ ગામની એક પણ નિશાની બાકી રહેલી

---

નથી. આ ગામમાં નારાયણરાવ નામના એક મધ્યમ સ્થિતિના ગૃહસ્થ રહેતા હતા. **મંગેશ** એ તેમનો એકનો એક પુત્ર હતો. એમનાજ પાડોશમાં રમણી નામની એક સચ્છીલ વિધવા રહેતી હતી. તેની એકની એક પુત્રીનું નામ **રાધા** હતું. વાંચકો ! એજ આપણી વાર્તાની નાયિકા **ફુલજાની બેગમ** !



એ વિધવાનું મૂળ વતન ત્યાં નહોતું. થોડાજ વર્ષ પહેલાં તે ત્યાં આવી રહી હતી. તેના વિષયની પૂરી હકીકત કોઇ જાણતું નહોતું. ગામના લોકો કહેતા કે—તે કોઇ એક રાજપૂત રાજાની રાણી હતી અને પતિ ગુજરી ગયા બાદ તેણીનું રાજ્ય મોગલોએ લઇ લેવાથી તે દક્ષિણમાં ન્હાસી આવી હતી પરંતુ ખરૂં શું તે બહાર આવ્યું નહીં.

બાલ્યાવસ્થામાં મંગેશ અને રાધા સાથેજ રમતાં હતાં. તેઓનો એકબીજા ઉપર અસાધારણ પ્રેમ હતો. રમણી મંગેશની માતા પાસે હમેશાં જતી આવતી હતી. તેથી રમણી અને મંગેશની માતા એ બંનેને એક સગી બહેન જેવો પ્રેમ થઇ ગયો.

આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થયા બાદ મંગેશ અને રાધાનો બાળપણું અને તારૂણ્ય એ બેની મધ્યમાવસ્થામાં પ્રવેશ થયો. પ્રેમીયુગલ વિવાહરજ્જુથી બંધાયું. એ પછી બંનેનો પ્રેમ ઉત્તરોત્તર વિકાસ પામતો હતો પરંતુ તેજ વિકાસ થોડા સમયમાં છેદાઇ ગયો. વિવાહ થયે એક મહિનો પણ નહીં થયો હોય, એટલામાંજ મોગલ શાહેનશાહ ઔરંગઝેબ એક દિવસ શિકાર કરવા માટે દેવીગામ તરફ આવી ચઢયો. દેવીગામની વાવ ઉપર તારૂણ્યના મદમાં છલકાતી રૂપવતી લાવણ્યમયી નવોઢા રાધા તેની દૃષ્ટિએ પડી. તેણીને જોઇ ઔરંગઝેબ

મોહાંધ બની ગયો અને તેણીને ઉપાડી છાવણીમાં લઈ જવાનો પોતાના સેવકોને હુકમ કર્યો. તે હુકમ તરતજ અમલમાં મુકાયો. તે અસહાય અબલા-બાલિકા પોતાની સ્થિતિ સમજી જઇ કલ્પાંત કરવા લાગી; પરંતુ તે ગરીબ બિચારી પંખિણીને તે દુષ્ટ શિકારીની જાળમાંથી છોડાવવાને કોણ સમર્થ હતો ભલા ? રાધાની માતાને અને સાસુ સસરાને તે વાતની ખબર પડતાંજ તે સર્વે બાદશાહ પાસે દોડી ગયા. રાધાને છોડી દેવા તેઓએ ઘણી આજીજી કરી પરંતુ તે પાષાણ હૃદયી બાદશાહને દયા નં આવી તે નજ આવી ! ઉલટી તેણે બીક બતાવી કે-" વધારે ગડબડ કરશો તો તમને સર્વને કેદ કરી રીબાવી રીબાવી ઠાર કરવામાં આવશે. માટે વધારે કાંઇ પણ ગડબડ ન કરતાં તરતજ ચાલ્યા જવું ?"

ગરીબ બિચારાઓ આવ્યા હતા તેવાજ પાછા ચાલ્યા. જેની પાસે ન્યાય મેળવવા ગયા અને જેની પાસે દાદ મેળવવાની તેજ અન્યાય કરવા લાગ્યો તો પછી દાદ કયાંથી મળે ?

રાધાને વિલાસભુવન-જનાનખાનામાં મોકલવામાં આવી. તેણીને મુસલમાની પોશાક પહેરાવવામા આવ્યો અને જોર જુલમથી મહમ્મદી ધર્મની દીક્ષા આપવામાં આવી. મંગેશ-નિઃસહાય મંગેશના દુઃખનું વર્ણન કરવું અશક્ય હતું. દૈવીગામના લોકોની મનોવૃત્તિ આ બાદશાહના દુષ્ટ કૃત્યથી ક્ષુબ્ધ થઇ ગઇ હતી.

એક મહિના પછી રાધાને-હવે તેણીનું નામ ઔરંગજેબે કુલજાની રાખ્યું હતું-મોતીબાગ નામના ઉદ્યાનની માલેક બનાવવામાં આંવી હતી. તેણીને કોઇપણ જાતની-વાતની ઓછાશ આવવા દીધી નહોતી; પરંતુ તે સર્વે સુખો અને વૈભવોનો ઉપભોગ કરવાને માટે તેણીનું હૃદય તેણીની

---

પાસે કયાં હતું ? તે તો મંગેશની પ્રીતિએ જીતી પોતાનું બનાવી લીધું હતું. તેની ઉપર ઔરંગઝેબની માલેકી શી રીતે ચાલે ? દુનિયાનો મહાન્ બાદશાહ રૈયતની ઉપર અર્થાત્ તેમના શરીર ઉપર ભલે પોતાની સત્તા ચલાવે પરંતુ કોઇના અંતર પ્રદેશપર પોતાની સત્તા ચલાવે, એ સંભવિત નથી.



રાધાની દાસીઓમા **આબિદા** નામની એક દાસી હતી તેણીનું પ્રચંડ શરીર અને પુરૂષને છાજતી હિમ્મત એથી તે જનાનખાનામાં અને બાદશાહી દરબારમાં એટલી પ્રસિદ્ધ હતી કે તેણીને '**જમાલ**' એ પુરૂષવાચક નામ મશ્કરીમાં આપવામાં આવ્યું હતુ અને તે નામ માટે આબિદાને ઘણુ અભિમાન હતું તેણીને તે નામથી બોલાવવામાં આવતા તે ખુશી જતી રાજી થતી. રુકમની બેગમે ધીમે ધીમે તેણીને પોતાના વિશ્વાસમા લઇ લીધી હતી અને તેણીનીજ મદદથી પોતાના પ્રિય દુઃખી પતિને એક પત્ર લખી મોકલ્યો તેમા તેણીએ પોતાની દુઃખદ સ્થિતિનું હૃદયદ્રાવક વર્ણન લખી સૂચના કરી કે—"ગમે તેમ કરીને તમે અહીં આવો અને કલંકિત કાયાનો તમારે હાથે નાશ કરો. મારે માટે તમારા અંતઃકરણ રૂપ સમુદ્રમા પ્રેમનું એક પણ બિંદુ હોય તો આવો ! આપણે બન્ને એકજ સમયમા આ પ્રપંચી અને પાપમય પૃથ્વીનો પરિત્યાગ કરીશું સર્વ સંકટોમાંથી મુકત થઇ સ્વર્ગમાં એકત્ર થઇ સમય વ્યતીત કરીશું હું વિશ્વાસથી કહું છુ કે-ત્યાં આ ઔરંગઝેબ

---

જેવા નરાધમો આપણને આપત્તિમાં નાંખી શકશે નહીં. તે સિવાય આ નરકાગારમાંથી છૂટવાનો એકે ઉપાય નથી. માટે જેમ બને તેમ સત્વર આવો અને તમારા પવિત્ર હસ્તે મારો આત્મા-ખંજરની સહાયતાથી-સ્વર્ગલોકમાં મોકલી દ્યો." વિગેરે વિગેરે

**મંગેશ** એ એક તીવ્રવૃત્તિનો મનુષ્ય હતો. રાધાને તેની પાસેથી હરણ કરી લઇ જવામાં આવી તે સમયે તેને જો શિવાજી છત્રપતિની મદદ હોત તો તેજ વખતે ઔરંગઝેબનો પ્રાણ લેવાને તે પાછી પાની કરત નહીં; પરંતુ તેના દુર્ભાગ્યે તેને તે મદદ મળી શકી નહીં તેથી તે લાચાર થયો હતો. ફુલનો પત્ર વાંચ્યા પછી એકદમ તેના સર્વ શરીરમાં ક્રોધનો સચાર થયો હતો થોડા સમય પછી તેનું હૃદય પ્રફુલ્લિત થયું રાધાએ પત્રમાં બતાવેલ માર્ગ તેને પસંદ પડયો. પોતાની પ્રેમાળ પત્નીનો પાપપંકમાથી ઉદ્ધાર કરવા માટે તે તેજ સમયે ચાલતો થયો અને કહેવાની જરૂર નથી કે-જમાલના બુદ્ધિકૌશલ્યથીજ મંગેશ મોતી બાગમાં પ્રવેશ કરી શકયો હતો.

તે ત્યા પોતાના પ્રેમી હૃદયને મળ્યો અને બન્ને અન્ય અવનીમાં જવા માટે પ્રવાસ મુસાફરીનો પ્રારંભ કરે, એટલામાં મશ્રૂરે તેમને અટકાવ્યા; એ વૃત્તાંત વાચકો જાણે છેજ.

૩

ફુલજાની બેગમે જમીનપર પગ પછાડતાંજ જે ભોંયરામાં મંગેશ ઉતરી પડયો તે અંધકારથી પરિપૂર્ણ હતું. ભોંયરામાં ઉતર્યા પછી તે એટલો દિગ્મૂઢ થઇ ગયો કે-આગળ શું કરવું ? એ તેને બિલકુલ સમ-સમજાયું નહીં ! પરંતુ તેને આ સ્થિતિમાં ઘણો વખત રહેવું પડયું

નહીં. થોડા વખત પછી તે ભયંકર અંધકારમાં દીપકનો પ્રકાશ તેની નજરે પડયો અને દીપક પ્રકાશમાં જમાલની ભીષણ કાયા દૃગ્ગોચર થઇ. તે પાસે આવી બોલી—

"જવાંમર્દ! તમે તરત અહીંથી ન્હાસો, મશ્રૂરે ગડબડ શરૂ કરી છે; પણ બેગમ સાહેબે તમારા રક્ષણનો બંદોબસ્ત કર્યો છે"



યુવક કાંઇ બોલવાનો પ્રયત્ન કરતો હતો પરતુ જમાલે તેને બોલવા ન દેતાં બોલી—"આ વખતે કાંઇ પણ પૂછશો નહીં. વખત બિલકુલ નથી. બેગમ સાહેબે જલદી જલદી એટલુંજ કહ્યું છે કે-અત્યારે તમે જેમ બને તેમ જલદીથી નીકળી જાઓ! પરવરેદેગારની મરજી હશે તો આપણે ફરી મળીશું. આ ભોંયરાના મુખપર એક ઘોડો તૈયાર હશે તે ઉપર બેસી જલદી ન્હાસો! વખત ન લગાડો!" એટલું બોલી જમાલે તેને હાથેથી ચાલી જવાનો ઇશારો કરી ચાલી નિકળી.

મંગેશ સાવધાનીથી ભોંયરામાંથી આગળ ચાલવા લાગ્યો. રસ્તો છુટો હોવાથી તેને દરવાજા પાસે પહોંચતાં બિલકુલ વાર લાગી નહીં. બહાર આવતાંજ તેની દૃષ્ટિએ એક અરબી ઘોડાની લગામ પકડી ઉભો રહેલો-ગુલામ દેખાયો. ગુલામે ઇશારો કરતાંજ મંગેશ તે ઘોડાપર સ્વાર થયો અને ઘોડો દોડાવતો એકદમ અદૃશ્ય થઇ ગયો.

જરા દૂર જઇ તેણે પાછું વાળી જોયું તો બે ઘોડેસ્વારો પોતાની પાછળજ આવતા જણાયા. પોતાના ઘોડાનો વેગ તેણે વધાર્યો. ઘોડો

---

પણ સારી રીતે તૈયાર હતો. તે અતિશય વેગથી દોડવા લાગ્યો. જાણે તે નિમકહલાલ પશુ મંગેશનો કટોકટનો સમય જાણતો હોયની ! એમ લાગતું હતું. દોડતાં દોડતાં રસ્તામાં વાંક આવ્યો. ત્યાં વળે એટલામાં સૂં સૂં કરતાં બે બાણો તેના ડાબા હાથમાં આવી ઘુસ્યા. એટલું થયું છતાં તે ન ડગમગતાં આગળ ને આગળ ચાલવા લાગ્યો. ફરી પાછું વાળી જોતાં પોતાની પાછળ આવતા સ્વારો વધારે ને વધારે પાસે આવતા જણાયા. તેમને ટાળવાની શી યુક્તિ કરવી, તે તેને સુઝતું નહોતું. તલવાર ઉધાનમાંજ રહી ગયેલી હોવાથી તેમની સામે થવાનું પણ શકય નહોતું. થોડાજ સમયમા તેને એક યુક્તિ સૂઝી આવી. અંધકાર થઇ જવાથી કયાંએ કાંઇ પણ દેખાતું નહોતું. તેનો લાભ લઇ તે ઘોડાપરથી ઉતરી પડયો અને ઘોડાની પીઠપર જોરથી એક ફટકો લગાવ્યો. તેથી ઘોડો ઉછળ્યો પછી ચપળતાથી મંગેશ પાસેની ઝાડીમાં છુપાઇ રહ્યો. પાછળ આવતા ઘોડેસ્વારોને તે યુક્તિ સમજાઇ નહીં. કારણ કે–તેઓ ઘોડાની પાછળ પાછળ દોડતા આગળ નિકળી ગયા.

સ્વારો ઘણાજ દૂર જઇ અદૃશ્ય થઇ ગયા પછી મંગેશ બહાર આવ્યો. પોતે કયાં છે, અને રાત્રી કેટલી ગઇ છે? ઇત્યાદિક પ્રશ્નોનો વિચાર કરવા તેને અવકાશ નહોતો પરંતુ અત્યારે તેને જણાયું કે–પોતે અહમદનગરની પાસેના જનશૂન્ય જંગલમાં ઉભો છે અને બે પ્રહર રાત્રી થઇ હશે. એમ તેણે અનુમાન કર્યું.

થોડા વખત પછી હાથમાં વ્યાધિ જણાવાથી પોતાને બે તીર લાગ્યા હોવાનું ભાન થયું–સમજાયું. ધીમે ધીમે તે તીર પોતાના ભુજ

---

દંડમાંથી ખેંચી કાઢયા. તીર બહાર કાઢવાથી તેના થયેલા જખમમાંથી એક સરખી રીતે રક્ત વહેવાની શરૂઆત થઇ. તેણે પોતાને ઘેર જવાનો નિશ્ચય કર્યો. રક્ત એક સરખું જતું હોવાથી તે ઉત્તરોત્તર અશક્ત થવા લાગ્યો તેણે પોતાનું ધોતીયું ફાડયું અને ઘા ઉપર બાંધવાનો પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ અફસોસ કે-તે તે પ્રયત્નમાં સફળ ન થતાં એકદમ બેશુદ્ધ થઇ પરમકૃપાળુ પૃથ્વી માતાના પવિત્ર પ્રદેશપર પછડાઇ પડયો.



શુદ્ધિ આવતાં તેણે આંખો ઉઘાડી જોયું તો પોતે એક ભવ્ય દિવાનખાનામાં હોવાનું તેને જણાયુ. પહેલાં તો તેને લાગ્યું કે-હું પરલોકમાં ચિત્રગુપ્તના દરબારમાં છુ તેણે આંખો પાછી બંધ કરી લીધી તો પણ તે દેખાવ તેના મનશ્ચક્ષુ સામે દેખાવા લાગ્યો. ફરી તેણે આંખો ઉઘાડી ત્યારે પણ તેજ દેખાવ ફરી તેને દૃગોચર થયો તે પોતાની આસપાસ જોવા લાગ્યો તેને શું દેખાયું ? એક ક્ષણને માટે પોતે સ્વપ્નમાં છે એમ તેને લાગ્યું પરંતુ તે ફકત એક પળજ ! તે ઉઠીને ઉભો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ પોતે ગાઢ બંધનથી બંધાયેલ છે, એમ તેને જણાઇ આવ્યું. પલંગપર પડયો પડયોજ તે આસપાસ જોવા લાગ્યો તે દિવાનખાનું નાનું સુનું નહોતું પણ સારી રીતે પ્રશસ્ત હતું. તેમાં સેંકડો દિવાઓ બળતા હતા. દીપકમાંના સુગંધિ તેલનો પમરાટ આખા દિવાનખાનાને સુગંધમય કરતો હતો. દિવાનખાનામાં દરેક થાંભલા ઉપર એક એક સુગંધિત સુમનમાળા લટકતી હતી. ઉપર પંખો હાલતો

હતો અને તેથી આખા દિવાનખાનામાં શીતલ વાયુની લહેરીઓ આમથી તેમ ભ્રમણ કરતી હતી.

યુવકે પોતાની આંખો ચોળી ચોક્કસ મુદ્રાએ દૃષ્ટિપાત કરતાંજ તે ચમકયો ! તેણે એવું શું જોયું હશે ?

સામેના સિંહાસન ઉપર તેનો બળવાન પ્રતિસ્પર્ધી દિલ્હીશ્વર ઔરંગઝેબ વિરાજમાન થયો હતો અને હાય ! હાય ! તેની પડખેજ-પાસેજ મંગેશની હૃદયેશ્વરી–રાધા–ફુલજાની બેગમ તે ( આલમગીર ) ના અર્ધ આસન ઉપર બેઠી હતી. હજારો વૃશ્ચિક દંશ પ્રમાણે તેના સર્વાંગમાં વેદનાઓ થવાનુ શુરૂ થયું. નસેનસમાંથી રકત વહેવા લાગ્યું. ઘા ઉપરનો પાટો છુટી ગયો અને રકત પ્રવાહ શુરૂ થયો તેથી તરતજ તે મૂર્છિત થઇ ગયો.

હકીમે ઓષધ સુંઘાડી ફરી તેને શુદ્ધિપર લાવ્યો. તેને સિંહાસનની પાસેજ લાવવામાં આવ્યો અને તેની ચારે તરફ ચાર ખોજાઓ નગ્ન તરવારો લઇ ઉભા રહ્યા. તે યુવકની સરળ મૂર્તિનું અવલોકન કરી પહેલાં તો કઠોર હૃદયી ઔરંગઝેબ પણ કોમળ થયા જેવો જણાયો. તે વિચારમાં નિમગ્ન થયા જેવો દેખાયો. અને મંદ સ્વરે બોલ્યો—

"જવાંમર્દ ! તારૂં સાહસ અવર્ણનીય છે. જે મહેલના બગીચામાં પશુ–પક્ષી તો શું; પણ સૂર્યનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નથી તે ઠેકાણે તું શી રીતે આવ્યો ? અને તું કઈ બેગમ પાસે આવ્યો હતો ? આ બે સવાલોના જવાબ સાચા આપીશ તો હું તને તારા ગુનાહની ક્ષમા આપીશ"

---

યુવકની મુખમુદ્રા વિચારમગ્ન દેખાવા લાગી. તેને ઔરંગઝેબના ભાષણ ઉપરથી જણાઈ આવ્યું કે—ખોજા મશ્રૂરે પોતાની ઉપર ફક્ત ઉદ્યાનમાં પ્રવેશ કરવાનોજ આરોપ મૂકયો છે અને બાકીની બીજી વાત છુપી રાખી છે. જ્યારે તે ઘરેથી રાધા તરફ આવ્યો ત્યારેજ મરવાનો તો નિશ્ચય કરીનેજ આવ્યો હતો તેવી રીતે આ વખતે પણ તેણે તેજ નિશ્ચય કર્યો કે-મૃત્યુ આવે તો ભલે આવે પરંતુ-"પોતે કેમ આવ્યો અને કોની તરફ આવ્યો?" એ સવાલનો કાંઇ પણ જવાબજ ન આપવો. તેણે મંદ પણ દૃઢ સ્વરે બાદશાહને ઉત્તર આપ્યો કે, "બાદશાહ સલામત! મેં ગુન્હો કર્યો છે, તે હું કબૂલ કરૂં છું. જો તમે દેહાંત દંડની શિક્ષા કરવાના હો તો ભલે તેમ કરો! પણ હું મહેલમાં કોની પાસે આવ્યો હતો, એ પ્રશ્નના ઉત્તરમાં એક શબ્દ પણ આ જન્મમાં મારા મુખમાંથી બિલકુલ નિકળશે નહીં."

"બે અદબ"! દિલ્હીના સુલતાનની સમક્ષ એવી રીતે બોલનારો આજ સુધી કોઇ નિકળ્યો નહોતો. એટલે મંગેશનો જવાબ સાંભળી તેનો ક્રોધાગ્નિ ભડકી ઉઠયો. તે કર્ણ કઠોર સ્વરે બોલ્યો-"તારી ઉપર દયા કરવાથી કાંઇ પણ ઉપયોગ થશે નહીં. ચલાવો, ગુલામો! આવા બે અદબી ભરેલા શબ્દો બોલનાર આ કાફરની ઉપર તમારી સમશેરો ચલાવો!!"

થોડી ઘણી દાસીઓ રાધા-મંગેશના વિષયમાં જે કાંઇ જાણતી હતી, તે સર્વે-બાદશાહની કઠોર આજ્ઞા સાંભળી-ખિન્ન થઇ. પોતાની સામેજ બિચારી કુલજાનીના પ્રેમી પુરૂષનો અંત થવાનો છે, તે કલ્પનાથી તેઓની આખોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં.

---

"અય ગુલામો! ઇસ કમીનેકો ઇસી વક્ત નેસ્ત નાબૂદ કરો! ઈસકી હસ્તિકે નામોં-નિશાંકો ઇસ જહાનસે ઉઠાદો-ઉડાદો !!" ઓરંગઝેબે ફરી ગર્જના કરી ગુલામોને હુકમ કર્યો.

આ બીજી આજ્ઞાથી મંગેશની પાસે ઉભેલા ગુલામો તૈયાર થયા. તેઓએ પોતાના હાથમાંની તરવારો સાથે હાથ ઉંચો કર્યો, છતાં પણ મંગેશની શાંતિ ચલાયમાન નહીં. તેની પ્રેમાળ દૃષ્ટિ પોતાની પ્રિય પ્રાણેશ્વરી પર અચલ થઈ! મરતાં મરતાં પણ મારી મનોરમા મારી સામે છે, એ વિચારથી તે પોતાને ભાગ્યશાળી સમજતો હતો.

તેની અવિચલ-શાંત અને સરળ મુદ્રા જોઇ બાદશાહ વધારે ખીજવાયો. તે પોતે મ્યાનમાંથી સમશેર કાઢી સિંહાસનપરથી નીચે ઉતર્યો. યુવક-મંગેશની પાસે જઇ તેણે સમશેર ઉગારી અને જોરથી મંગેશના મસ્તકપર એક સખત વાર કર્યો.

તે વાર થતાની સાથેજ એક કોમળ ચિત્કાર સંભળાયો. એ ચિત્કાર કોનો હતો? આખા દિવાનખાનામાં હાહાકાર પથરાઇ ગયો! બાદશાહને શું જણાયું? તે પાષાણ-હૃદયભેદક ચિત્કાર **કુલજાનીનો** હતો! બાદશાહે આશ્ચર્ય ચકિત થઈ સિંહાસન તરફ જોયું. તે યુવક-મંગેશની ઉપર સમશેરનો નિર્દયી વાર કરતાંજ એકદમ કુલ સિંહાસનપરથી કૂદી પડી અને વાર પોતાની ઉપર લઇ લીધો. ઓરંગઝેબ ક્રોધાંધ બનેલો હોવાથી તેના ધ્યાનમાં તે આવ્યું નહીં. એક કવિએ ખરૂં કહ્યું છે કે-**क्रोधान्धो नैव पश्यति**! બીજી તરફ મંગેશ ગુલામોની તરવારનો બળી થઈ ગયો. ગરીબ નિઃસહાય બિચારૂં પ્રેમી યુગલ! બે નિર્દોષ પ્રેમી

---

પ્રાણીઓ સીતમગર બાદશાહની નિષ્ઠુર આજ્ઞાથી સદાને માટે આ પ્રપંચી પૃથ્વીના અપવિત્ર સંસર્ગનો ત્યાગ કરી પરલોકે પ્રયાણ કરી ગયા



બાદશાહના હાથમાંની તલવાર સરી પડી. તેણે ફુલજાનીનું કોમળ અને નિર્દોષ મુખ કમળ પોતાના ખોળામા લીધું અને દુ:ખથી એક ચીસ પાડી બોલ્યો–" **ફૂલ ! ફૂલ ! તૂને યહ કયા કિયા ?** પરંતુ તે સવાલનો જવાબ આપવા ફૂલનો આત્મા ફૂલના દેહમા કયાં હતો? તે તો કયારનોએ જગત્‌ના જંજાળી જીવડાઓના અપવિત્ર સંગ–સંસર્ગની દુર્ગંધીથી મલીન થયેલા જગત્‌નો ત્યાગ કરી–પુણ્યલોક–સ્વર્ગલોકના–કે જ્યાં દુષ્ટ મનુષ્યોનો પાપી સંગ સોગંદ ખાવાને માટે પણ નથી ત્યાં– અવિચળ સુખ ભોગવવા માટે ચાલતો થયો હતો !

કઠોર હૃદયના નર–પિશાચ રૂપ ઔરંગઝેબના નયનોમાંથી અશ્રૂ–બિંદુ ટપકવા લાગ્યા. તેણે દાસી મંડળ તરફ જોયું તો દરેક દાસી આંસુ-ઓથી ભરેલા નયનોએ નીચું મુખ કરી ઉભી હતી. તે કંપિત સ્વરે બોલ્યો–" મેરે ફૂલકી રહમસે ભરી હુઇ કહાની કિસીકો માલુમ હૈ ? ઇસ મહોબ્બતકી આતિશમેં ઇસને કયો અપની જાન ગૅવાઇ ? કયા યહ બાત કિસીકો માલુમ હૈ ? "

એવા બાદશાહના વચનો સાંભળી પુરૂષ કાય જમાલ ઉર્ફે આબિદા

આગળ આવી અને ઠપકાના રૂપમાં બોલી–" અય હજરત ! પોતાના પ્રિય પતિની પોતાની સામેજ કત્લ કરવામાં આવે તો તે પાક દામન ઓરતથી શી રીતે જોઈ શકાય ? "

પછી તેણીએ માર્મિક રીતે તે પ્રેમી યુગલની કહાણી કહી સંભળાવી. તે કહાણી સાંભળી બાદશાહનું કઠિન કલેજું એક કોમળ કુસુમના જેવું મૃદુ થયું. ફુલનું મસ્તક પોતાના મુખ પાસે લાવી તેણે તેનું ચુંબન કર્યું અફસોસ કે–બાદશાહના હૃદયને કોમળતા આવી હતી પરંતુ તે ઘણીજ મોડી આવી હતી. બાદશાહે આંસુઓ પાડયા હતા પણ તેને બહુજ મોડું થયું હતું બેગમે તો તેને કઠોર હૃદયી–પાપી–વ્યભિચારી–પ્રજાના સુખ દુઃખના વિષયમાં ઉદાસ અને નાગકાધિકારી સમજીનેજ મરણનું શરણ લીધું હતું,

ઔરંગઝેબના હુકમથી અહમદનગરમાં સાત દિવસ શોક પાળવામાં આવ્યો. મોતીબાગમાં જે લતાકુંજની નીચે બેગમ અને મગેશ મળ્યા હતા, તે ઠેકાણેજ બન્નેનો પ્રેતસંસ્કાર કરી એક સુંદર ફુવારો બનાવવામાં આવ્યો. બાદશાહે તે પ્રેમી યુગ્મના સ્મરણાર્થે બંધાવેલા ફુવારામાંથી સુગંધિત અત્તર મિશ્રિત ગુલાબજળ ઉડવા લાગ્યું. બાદશાહ પોતે તે રચના જોવા આવ્યો. તેણે પોતે ગુલાબના પુષ્પની–કલિકાયુકત એક ડાળી તે ફુવારા ઉપર ચઢાવી. પછી બેગમની દોઢ હજાર દાસીઓએ એકેક પુષ્પહાર તે પ્રેમી–યુગ્મની સમાધિપર ચઢાવ્યો.

---

બાદશાહે તે સ્મરણ લેખ વાંચ્યો અને નીચે ખોદાવેલી કવિતા પણ વાંચી—

**नहीं जान्यो हिय बालिका, है इतनो रसमूळ ।**
**नातौ कबौं न तोरते, हम यह सुंदर फूल ॥**

——:o:——

# ગરમી ઉપર રામબાણ દવા.

—— :o: ——

(પરમાની દવા)

આ દવા એકજ વખત લેવાથી પ્રમેહની સખત બળતરા નરમ પડે છે. રસી આવતી અટકે છે અને પેસાબ સાફ થાય છે. ગમે તેવા નવા કે જુના ગરમીના રોગને જડમુળથી કાઢી નાંખે છે. દરદ ફરીથી ઉભરાવાની ધાસ્તી રહેતી નથી. ચાર પાંચ દિવસમાં દરદ નાબુદ થાય છે તેમજ આ દવાનો ઉપયોગ કરવાથી પિચકારીની જરૂર રહેતી નથીં.

**કિંમત ૧ શીશીનો રૂા. સવા.**

સપટ અને કંપની,

કાલબાદેવી રોડ, મુંબઇ.